# ગઝલો-કી બહાર

—અથવા—

## ગુજરાતી ગાયનમાળા.

—તથા— Reg No 355

રાજકઠીયારાની વાર્તા સાથે.



છપાવી પ્રસિધ્ધ કર્તા,

શાહ નાહનચંદ છગનલાલ,

સ્ટેશન સામે હોનવાળા બીલ્ડીંગ, સુરત



આવૃતી ૧ લી.   પ્રત ૫૦૦૦   સને ૧૯૨૩.



સુરત બરાનપુરી ભાગોળ ભાજીવાલી પોળમા આવેલા
શ્રી 'અંબીકા વીજય' પ્રીન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ
હરકીશનદાસે છાપ્યું.



કિંમત બે આના.

અમદાવાદ

—રાજકઠીયારાની વાર્તા ગુજરાતી કોપીરાઈટ નં.

૧૦૭૧૨

રાગ—ઢોલરાની ચાલ.

ભરતખંડમાં સુંદીર ગામ, ક્ષત્રિઓનું મોટું ધામ,
જનનો' નામે પુરનો ધણી, સં નામે રાણી પદમણી,
એક દીવશ નીશાએ રાય, પાશે રાણી ચાંપે પાય,
રાત દીવશનો પડયો વિવાદ, હોડ કરી કીધો સંવાદ.
ચઢા ઉતરી બેને થાય, રાજા હડમાં આવી જાય,
હાજીઆએ, હાજી હા, કરી, કાળી રાત બપોરે ઠરી,
[illegible] ગુણવંતી [illegible], મુકી રાત્રે વન મોઝાર,
[illegible]ની રાણી ગ[illegible] વનમાં પ્રસુત પીડા થઇ
જનયો કુંવર કન્હૈયો કહાન, જાણે બીજો ભુપ નીધાન
પણ પતી વીણુ સતીનું મન ક્યમ રહેય, જુવે પુત્રને રોવાઇ જાય,
રાણી શોક અધીક મન ધરે, દીકરો સહ દક્ષીણ પરહરે.
ભુખ દુઃખના આવ્યા દીન, સતીનું શરીર થાતું ક્ષીણ,
પુત્ર કુંઓરી માતા મરે, સિદ્ધિ સ્વર્ગ વીશે સંચરે,
મરતાં મ દળીશું હાથ હાથ, માતાએ આશીષ સંગાથ,
કુંવર પછિ કઠીયારો કર્યો, પીતા ક્રોધથી કુંવરી વર્યો,
સતીયે દળદર કહાડયું દુર, ત્યાંથી આવ્યા શ્રી સિદ્ધપુર,
કપટે કંથ વગડે ઉપડે, સતી સસરાને પાલવડે,
—કહો જોગી પતી કયાં જઇ રહ્યા! ×જંગલમાં જોગી થઇ ગયા,
—કહો જોગી સસરાનું શું થયું? ×પુત્ર વધુ પર ચિત્તજ ગયું,
*કુંવર તાતથી કેમ પમાય! સતીને પતીનો સમાગમ કયાં થાય,
ઉતર સામી આંખો કરો, દક્ષીણ સામી પીઠજ ધરો,
જયો પીતાશ્રી જોગાણુનાથ, લે સતી તુજ પતીનો હાથ,

(રાજકઠીયારો નોવેલમાંથી).

---

# જાહેર સુચના.


અમારી છપાતી નોવેલોમાં જાહેર ખબર માટે પાના ભાડે આપવાના છે.

લખો યા મળો,

શાહ નાહનચંદ છગનલાલ,

ઠે. સ્ટેશન સામે લેનવાળા બીલ્ડીંગ, સુરત.

# આનંદ બહાર.

**બલીરાજા—**

**મારી સજની,** તું ક્યાં રમીઆવી **રજની**, સાચું બોલ, બોલ, બોલ,
સાચી સૈયર, તું શીદને આળ ચડાવે, કેડો છોડ, છોડ, છોડ,?
હમણાં માળા ગુંથી હતીને, હમણાં કેમ કરમાણી,
પરસેવો તને ક્યાં વળ્યો, વારી બમ્મર ક્યાં બીજાણી—સાચું.
કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતાં ગભરાણી,
લાપોટે લટ છુટી ગઇ મારી, ભમર ત્યાં બીંજાણી.—કેડો.
કસ્તુરી તારા અંગે મ્હેકે, કુસુમ કળીના હારો,
નયન રહ્યાં છે નાચી નવેલી, મળીયો કોણ ઠગારો—સાચું.
ચંદ્ર સરોવર નહાવા ગઇતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હું તો તમથી હારી—કેડો.

**બલીરાજા—**

વશ કીધો તેં વીર મારો, જે ગુણીયલ ને બહુ સારો,
નથી વાંક જરા કોંઇ મારો, નણદલ તમ વીર [illegible]
રંગ મહેલમાં હતી એકલી, આવી અડપલા કરી ગયા.
ચુંબન કરી ભરી અંક મીલાવી, મોહન મનડું હરી ગયા—નથી.
વસંત જોબન ફુલવાડીમાં, ભુલો પડી ગયો ભમરો,
લાલચ આપી તેં લલચાવ્યો, બંધુ ડાહ્યો ડમરો.—વશ.
શરમાળે બને શાન કરીને, કંચુકીની કશ છોડી,
હૃદય ધરાપર થન થન નાચ્યા, લાજ શરમ સૌ તોડી—નથી.
વદન ચંદ્ર છબી રતી લજાવે, ભ્રકુટી કામણગારી,
બંધુ મારો સરળ હૃદયનો, કળા અજબ છે તારો-વશ

**મહાશ્વેતા કાદંબરી— રાગ ભજન.**

રૂપે શું મન રાચોરે, કાયાનો રંગ કાચોરે, ભગવાન ભજો (૨)
હાડ માંસને રૂધિર ભરેલું મઢ્યું ચામડે અંગ (૨)
ગંદા દેહનો ગર્વ નકામો, કાયાનો રંગ પતંગ,
બસ્સો નહિ સાચોરે, ભગવાન ભજો.

**ભરથરી ભિક્ષા**—પીંગળા અને ભરથરીનો સંવાદ

* ધીક રુવા ધીક મુજને, ધીક કામ વિકારજી,
જેણેરે ભુલાવી મને સતથી, કર્યો નીચ વીચારજી—
ભેખરે ઉતારો રાજા ભરથરી.

ક્ષમા કરોરે રાજા રંક છું, નારી અજ્ઞાની જાતજી.
અન્ય વખતે એવું નહીં કરૂં, લાજ્યા માતને તાતજી;
કપટ રૂપીરે રાણી પીંગલા, એ શું બોલો વચનજી,
રાજરે તજ્યું તુજ કારણે, જો વિચારી મનજી.
ભિક્ષા દેને મૈયા પીંગલા...

** તુરે ખોટી ને ખોટું રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવું વન એકલો, જેથી પામું ઉધ્ધારજી.—ભિક્ષા.

* રહોતો રાજા રસોઇ કરૂં, જમાતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવું ક્ષણુ એકમાં, જમીએ આપણુ સાથજી.—ભેખરે.
મઢીરે કરાવું રંગ મહેલમાં. રાખું ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહિ જગતમાં, સાધો જોગ રહી પાસજી.—ભેખરે

× મહેલરે તારાને રાણી શું કરૂં, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂં રાણી શું કરૂં, નથી ભોગની આશજી,—ભિક્ષા
વાસી જંગલના જોગી અમે, નહી ગામમાં વાસજી
વિષની વેલથી અળગે રહું, નહિ નારીનો પાસજી —ભિક્ષા

÷ ભગવા જો રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી,
માઇ ન કહો મારા કંથજી, લાગે દેલમાં લાયજી.—ભેખરે.

— વધુરે શું વદું રાણી પીંગલા, કરૂં કેટલો ઉચ્ચારજી,
બંધુ જેવોરે બંધુ તજ્યો, માર્યો વચનનો મારજી;
હવેરે રાજને રાણી શું કરૂં !

+ વાંકીરે વિધાતા મને ભુલવી, લખિઆ લેખ લલાટજી,
આનુરે પ્રાયશ્ચિત હવે શું કરૂં, મારગ આપો પૃથ્વીમાતજી.—ભેખ.
ત્રણુશો નારીરે અન્ય આપની, માલવ પતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો, પાપી પીંગળાને કાજજી—ભિક્ષા
મોહ છોડી દે રાણી પીંગળા, પ્રીતે કર સતસંગજી,
સગુરે નથી કોઇ કોઇનું, આ સંસાર પતંગજી.—ભિક્ષા.
દેતી હે તો દે મુને, નહિ તો કરૂં ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારારે રોષે થશે, ચાલી જાય જમાતજી.—ભિક્ષા.

(ભરથરી નાટક.)

મઝહે હકીમ— ગઝલ—કવ્વાલી.

મખદુમ અલી એહમદ, તેરી કલીયરકી, નગરીયાં આંખોમેં બસીહે,
દુખીયા હું બહોત લીજો પીયા મોરી, ખબરીયા અબ જાન ચલીહે.
નયના તોરે મતવારે હેં ઔર દિલમેં, ઉમંગ હૈ ક્યા સાબીરી રંગહૈ
ક્યું મંય ઇતરાઉં સખીરી મોરી, ચુંદરીયા સારીરને રંગી હે.
દુવારે જો તેરે આંઉ દીયે ધીક, જલાંઉ બીપતકો સુનાઉં,
ખુશહો કે ચડાઉં તેરે રોજેપે ચદરયા, યેહ મનમે બસી હૈ.
સાબીર પીયા મુઝકો તો તેરી આસ લગી હૈ ગૌ કુબ ચલી હે,
મઝધારસે અબ પાર લગાદે મોરી, નૈયા તુમ હકકે વલી હે.
દસ બીસ સખીયોંયે બુરી, એક સખી હું જો દુવારે ખડી હું,
ઇન સબકે હાતોંસે મોરી ભરદે, ગગરીયા ક્યું દેર લગી હૈ.
અંતે હેં હકીમ આજ સુનો જાનીએ, કલીયર મખદુમ કે દરપર,
ચલ દેખ સખી અબ તુ કલીયરકી નગરીયા, ક્યા ધુમ મચી હે.

શા, માંડલીક— ગઝલ.

ખુને જીગરકો પીતી હું, બસ ગમમે તેરે યાર
સહેરે ચમનસે ફીરતી હું, બસ ગમમે તેરે યાર.
મય ચુપકે ચુપકે રોતી, મું આંસુઓસે ધોતી,
વો કહાં ગયો મેરે મોતી, મોતી ગીના ના સોતી. બસ ગમમે-ખુને
**દીલ ઉસીકુ દીજીએ દીલદાર યાર હો,**
**કયા હિંદુ કયા મુસલમાન, કદરદાન યાર હો.**
મેરી નજર જો તુમસે લગ ગઇ, મેંય પલંગસે નીચે પડ ગઇ.
વોહ કહાં ગયે મેરે પ્યારે, મેં અગ્નિ જેસી જલ ગઇ—ખુને.

રાજ-તિલક— રાગ-ગજલ.

સહુ ફરજંદ ખુદાના છે, સહુમાં નુર ખુદાનું છે.
અગર હો હિંદુ યા મુસ્લીમ, સહું કુદરત ખુદાની છે.
પઢો પુરાણ, યા કુરાન, અવસ્તા, બાઇબલ, ઇન્જીલ.
સહુમાં તેજ છે સરખું, સહુ કુદરત ખુદાની છે,
જપો મુખ રામ કે રહેમાન, અગર જરથોસ્ત કે ઇસુ,
જુદા છે નામ એતો પણ, સહુ કુદરત ખુદાની છે.
વસે છે કાશી કાબામાં, મંદીરોને મસજીદોમાં.
હરી હાતાલાએ અમૃત, સહુ કુદરત ખુદાની છે.

**જોગીકા બરન — કવ્વાલી.**

જોગીકા બરન હમને લીયા યારકી ખાતીર.
મસજીદમેં બને મુલાં તો મંદરમેં પુજારી,
દરગાહમેં સજ્જાદા નશીબનકે ભીખારી.
હર નગરીમેં ઢુંઢા કીયા બન બનકે ભીખારી,
ક્યા ક્યા ન કીયા મેંને દીલ જારકી ખાતીર—જોગીકા
પંડીતભી જફરદાભી સીયાનેભી બુલાએ
સૈયારા સનાસાંકા દીન આપનેશી દીખાએ
હર આમીલો કામીલસે વઝીફેભી પડાએ
હર એક જતન કરચુકા ઉસ યારકી ખાતીર—જોગીકા
નાકુસમેં પાયા ન ઉસે બાંગે અઝામેં
મસજીદમેં મીલા વો ન હમે કુએ બુતાંમે
કાબેમેં નારાં ઉસકા ન કાશીકે મકામેં
દર દરમેં ફીરા મેરે ખરીદારકી ખાતીર—જોગીકા
મજનુસા ફીરા કરતા હું દીવાના મેં બનબન
ઇસ આતીશે દુરીસે ફુંકા જાતા હય તનમન
ઉસ બુતકી મોહબ્બતમેં બના શકલ બીરેહાગન
મોજુદ રહે હું મેરી ઝુન્નારકી ખાતીર—જોગીકા
રેહમતસે નહિ ચાહીએ દીલદાર કીનારા
આખીરતો તો આશીક હું મેં અય જાન તુમ્હારા
લીલાહ ઝુલ્ફા આતીશે દીલજરાકા શરારા
બે ચયન હુવા જાતા હું દીદારકી ખાતીર—જોગીકા

**ભજનામૃત— ભજન—મીરાંબાઇ.**

બલીહારી રસીયા ગીરધારી, સુંદર શ્યામ હો તજી અમને
મથુરાના વાસી, આવા ન બનીયેજી,
વાંસલડી વાગી મેહલાં, ભણકારા વાગેને, વ્રજ વાટ લાગે ખારી
સુંદર શ્યામ હો તજી અમને, મથુરાના વાસી આવા ન બનીયે હોજી.
જમુનાનો કાંઠો વાહલા ખાવાને દોડેને, અકળાવી દે છે મુને ભારી—સું.
વૃંદાવન કેરી શોભા, તમ વીણુ અમને તો, નવ લાગે હવે સારી—સું.
ગોવરધન તોળ્યો વ્હાલા ટચલી આંગળીયે ને અમપર ઢોળ્યો
ગીરધારી—સું.
મીરાંબાઇ કહે પ્રભુ ગીરધરના ગુણ, પ્રભુ અણુ લેજો ભાવરી
સુંદર શ્યામ હો તજી અમને, મથુરાના વાસી આવા ન બનીયેજી—સું.

**મોહબ્બતનું દર્દ–(વીર કેશરી નાટક.) કવ્વાલી.**

જબ દીલ ન હો કાબુમેં તો કયા મેરી ખતા હય, યેહ શાને ખુદા હય,
સબબ હય જો મોહબ્બતમેં કીસીકિ દહા હય, આફત હય બલા હય.
આશારે મોહબ્બતસેં તો અલ્લાહી બચાવે, યેહ ગમ ન દીખાયે,
યેહ દર્દ વહી હય, જીસકી નહિ કોઇ દવા હય, બેકાર દુઆ હય.
શયદાકો સમજે કોનસે અંદાઝ, તો દેખે કુછ ગોર તો કરો,
મરતા હય તો મરનેકી સીવા, કોનજયા હય આખર ફના હય.

**(વીર કેશરી નાટક)—સવારે શું થવાનું છે—ગઝલ.**

થવાનું ના થવાનું કહે, તુંજામાં કોણ એવો છે,
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે,
હતી શલ્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે, સવારે શું થવાનું છે,
હતા કૌરવ અને પાંડવ, જગતમાં મહાબળી યોધ્ધા,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે,
રમ્યા જુગટું સૌ સાથે, વિભુતિ સૌ ગયા હારી,
ન જાણ્યું ધર્મ જેવાએ, સવારે શું થવાનું છે.

**(વિરકુણાલ નાટક)—પરદેશી થાનારો—ગઝલ.**

અમારા દેશને છોડી અમે થાનાર પરદેશી,
હૃદયને મેળવી લેશે, અમારો પ્યાર પરદેશી,
થયાં દુર્ભાગીયા એવા, તજાશે દેશની સેવા,
ભટકશું ! પારકા ઘરમાં, બની લાચાર પરદેશી,
અમારા દેશબંધુઓ ! અમારી જન્મ ભુમીમાં,
હવે છેલ્લા પ્રણામો છે, અમે હદપાર પરદેશી,

**મહાશ્વેતા કાદંબરી— રાગ—ભજન.**

રામ ભજ તું પ્રાણીયા, તારા ભવની ભાવટ ભાંગશે (૨)
તારા દેહનું સાર્થક થશે......રામ ભજ તું,
"બોલો રામ, સિતારામ"
પંખીડા તું જો વિચારી, કર્મ તારાં લે સંભારી,
વાસના નઠારી તને રૌરવ, નર્કે નાંખશે......રામ.
મુક તે મતિ વીકારી, મતિ તેવી ગતી તારી,
હરજે સંભાળી, તારી કાયા કંચનની થશે......રામ

## મુંબઇની ઇમીટેશન શેઠાણી—ગઝલ.

તમે મુંબઇ વિષે આવ્યા, નિહાળી સર્વ દરબારા,
    છતાં સાહેબ એ મ્હારા! જુઓ મુંબઇની શેઠાણી!
અહા! મુંબઇની અલબેલી! છબેલી કંઇક સુધરેલી,
    લટકતી લાજને મેલી, જુઓ મુંબઇની શેઠાણી!
ફરે છે કંથ ઉઘરાણી, લખે નામું નયન તાણી,
    છતાં કહેવાય "શેઠાણી," જુઓ મુંબઇની શેઠાણી!
પતિ પરદેશમાં આવે, પ્રિયાને પાસ તેડાવે,
    પછી વહુ પાંખ ફફડાવે, જુઓ મુંબઇની શેઠાણી!
સ્વદેશી કામ સૌ કરતી, ખુશીથી ખાંડતી દળતી,
    હવે "રામા" વિના રડતી, જુઓ મુંબઇની શેઠાણી!
ઘરે સસરો અને સાસુ, ખરચ વિણ ખેરવે આંસુ,
    જમે વહુ મિષ્ટ ફરમાસુ, જુઓ મુંબઇની શેઠાણી!
કુવેથી ખેંચતી પાણી, નણંદની સાથવે ભાણી,
    હવે થઇ રાયની રાણી, જુઓ મુંબઇની શેઠાણી!
ઘણી મુંબઇ તણી નારી, બતાવે ઠાઠ બસ ભારી,
    ભલે વર થાય ભીખારી, જુઓ મુંબઇની શેઠાણી!
બને મુંબઇની શેઠાણી, કરે પઇસા તણું પાણી,
    રળે વર ટાંટીઆ તાણી, જુઓ મુંબઇની શેઠાણી!
પતિ શીતેર લાવે છે, સકળ પોતા ઉડાવે છે,
    છતાં દેવું કરાવે છે, જુઓ મુંબઇના શેઠાણી!
વસાવે નવનવી સાડી, ફુલેલી ફેન્સી ચોળી,
    ખરીદે બુટની જોડી, જુઓ મુંબઇની શેઠાણી!
સુવાસિક તેલ ને અત્તર, રૂમાલો રાખતી સત્તર,
    ગણે છે કોણ ત્યાં ગણતર, જુઓ મુંબઇની શેઠાણી!
કબાટો કે તીજોરીના છતાં દશ બાર ચાવીના,
    રૂપાના રાખતી ઝુંડા, જુઓ મુંબઇની શેઠાણી!
જશે નાટક તમાસામાં, અગર સરકસ સિનેમામાં,
    ગણે મ્હોટાઇ અપકામે, જુઓ મુંબઇની શેઠાણી!
સદા નરમી રહે નાડી, જતાં કઇ જોઇશે ગાડી,
    જશે લટકા કરી લાડી, જુઓ મુંબઇની શેઠાણી!

કરે ઘરકામ સૌ ઘાટી, પટમણી પાળવે જાતી,
અહા ? હાંસે હવા ખાતી, જુઓ મુંબઇની શેઠાણી !
નથી નારી સકળ એવી, સતી કંઇ છે સીતા જેવી,
દયા સૌભાગ્યની દેવી, અસલ છે એજ શેઠાણી !
નકલ કરનાર શેઠાણી ? સુણી ના કાપશો વાણી,
હશે પરમાર્થી ને શાણી, ખરી મુંબઇની શેઠાણી !
અપંગો પર દયા આણી દુઃખીના દર્દને જાણી,
મદદ દેતાં ન અચકાણી ! અહાહા ! એજ શેઠાણી !
સ્થિતિ સ્વામી તણી જાણી, વિના "ઘાટી" ન ગભરાણી,
શિયળવંતી વિનયવ.ણી, ગુણી ગૃહરાજ્યની રાણી !
"રા. મણિકાન્ત"ની કાવ્યમાળામાંથી.

**સતિ તોરલ.** રાગ—ભજન.

પાપ તારૂં પ્રકાશ જાડેજા, પાપ તારૂં પ્રકાશરે,
ત્હારી બેડલીને બુડવા નહિ દઉં, જાડેજારે—તોરલ કહે છે,
હરણુ હેર્યાં લખચાર તોરલદે, હરણુ હેર્યાં લખચારરે,
કંઇક વનના મ્રગલાં મારીયાં, તોળાદેરે—જેશળ કહે છે,
કર્મ ત્હારાં સંભાર્યે જાડેજા કર્મ ત્હારાં સંભાર્યેરે—તારી બેડલી,
લુટી કુંવારી જાન, સતિ નારી લુટી કુંવારી જાનરે,
સાતવીશું મોડબંધ મારીયા, તોળાદેરે જેશળ કહે છે,
ધર્મ ત્હારો સંભાળ્ય, જાડેજા ધર્મ ત્હારો સંભાળ્યરે—તારી બેડલી
તોડી સરોવર પાળ, સતી નારી તોડી સરોવર પ.ળરે,
બ્હેન ભાણેજ ડુબાડ્યાં, તોળાદેરે—જેશળ કહે છે,
કંઇક પરમારથ કર જાડેજા કંઇક પરમારથ કરરે—તારી બેડલી,
માથાના જેટલા વાળ સતી નારી માથાના જેટલા વાળરે,
એટલાં કુકર્મ મ્હેં કર્યા, તોળાદેરે—જેશળ કહે છે,
પાપ ત્હારૂં પ્રકાશ જાડેજા પાપ ત્હારૂં પ્રકાશ
વિનવે જેસલ રાય સતિને, વિનવે જેસલ રાય;
સતિ નારી આ તારી, બેડલી ભવ પાર ઉતારરે,

**સતિદ્રોપદી—** કર્મ—ગતી.

કરમગતી અતી ન્યારી વિધાતા, કળી ન શકે મતી મારી અરેરે—ક.
એકદીન રાજા એકદીન જોગી, (૨) એકદીન હાલ ભીખારી અરેરે—ક.
ધરી મૃગછાલા દંડકમંડળ, અંગ વિભુતી લગાવી ફરેરે—ક.
રાજ નિવાસી જંગલવાસી, તુંહી નિરંજન નાથ સ્મરેરે—ક.

**મીસ અમારજાન— રાગ ખાયણી પીલુ ઇસ્લાદી.**

હજારોં મેરે કાનકા મોતી (૨) કાનકા મોતી (૨) હજારો
એરે મોતી મેરા કીચ પડાઉ (૨) લે જમુના જલધોતી, (લેજમુના)
લે જમુના જલ ધોતી. હજારો. (૨)
અગલી બજાર મેરા મોતી ગુમાયાં (૨) પીછલી બજાર ખડી રોતી
પીછલી બજાર ખડી રોતી—હજારો—(૨) (કાયકુ રોતી)
એરે મોતી મેરા લાખ ટકેકા (૨) ઘર છતી મન પર સોતી (૨)
કાનકા મોતી, કાનકા મોતી, હજારો મેરે-કાનકા મોતી. (હજારો) ૨

**અરૂણોદય— આબાદીનો ઉપાય.**

ચહોજો ભારતના સંતાન, જગતમાં ભારત આબાદી.
તમે અંગે ધરો ખાદી.
દેશ ઉદયની તજો નિરાશા, હવે બનો આશા વાદી.
વિદેશીનાં તમે મોહ તજ્યાં નહીં, કરી દેશની બરબાદી.
કલંક કાળા દુર કરો એ પાવન કર પહેરો ખાદી.
"આ દેશ ભારત વર્ષ છે, જ્યાં પ્રથમ અરૂણોદય થયો."
"અસ્તા ચળે તમ ભાગ્યનો, ભાન અરે આજે ગયો."
"પ્રાચીન કળા મંદીર તમારૂં તેજ હીણુ દેખાય છે."
"કારણુ તમારી સંપતિ પરદેશમાં વહી જાય છે."
લોક માન્યના વીર વતની કંઇ ધરો ઊરમાં યાદી
તમે અંગે ધરો ખાદી.

**માલતી માધવ—**

નાનકડી નાજુક નાર, બહુ નાનકડી, બહુ નાનકડી,
મારા લાલાની છું લાડકડી (૨) છું લાડકડી (૩)
આંખ તણે મટકે પટકું છું લાલને
નાની શું સમજે વ્હાલાના વ્હાલને (હુંતો બધુએ સમજુંછુ)
જાણી ભોળા ભરથાર, તું બહુ માથે ચડી— (૩)—નાનકડી.

**ગઝલે—કુમરી, અલસીઆ,**

ફસ ગઇ મેં તો કાલુ બલામે—
લાલ અલીમ ઓર ગીમકા પરદા, ઘરકો હટાકર સામને આવ્યા,
દીલમેં અદાએ ઉતર ગઇરે,—ફસ ગઈ મેં તો કાલુ બલામેં,
ઇન્ના અલકના દીલસે ભુલાયા, નહનો કરમ સબકો બતાવ્યા,
દીલમેં સર ગઇ અર ગઇરે,—ફસ ગઇ મેં તો કાલુ બલામેં.

## અબળાઓના બંધન—રાગ ભજન.

કાંતો કાતો નરનાર ! સંસાર તો સુતર જેવો—કાંતો કાતો.
ગુણિયલ ચરખો ગુંજે જયાદિ, જોવા ઉતરે દેવો;
માયાના મદ મોહ મિટાવે.
યંત્રની અધિમાદિ ચંદની જેવો—સંસાર તો સુતર જેવો,
સત જુગનુ એ ભાન કરાવે, ગજ સુદર્શન જેવો.
ઘર ઘર પૂજો ઓમ્રતિ માને,
ભારતનો છે ભાઇ મીઠાઇ મેવા—સંસાર તો સુતર જેવો—કાતો.

---


## વાળ કાઢવા માટે

# રાજારાણી સાબુ

રાજારાણી સાબુ—વાપરવાથી ચામડીને કાંઇ નુકસાન થતું નથી.

રાજારાણી સાબુ—સફાઇથી વાળ દુર કરે છે.

રાજારાણી સાબુ—વાપરનારાઓ સંપુર્ણ સંતોષ પામ્યા છે.

રાજારાણી સાબુ—વાપરવાથી નુકશાન થતું નથી.

રાજારાણી સાબુ—ગુપ્ત ભાગોના વાળ સહેલાઇથી કાઢે છે.

રાજારાણી સાબુ—હજારો દુકાનો પર મળે છે.

રાજારાણી સાબુ-ચામડીના તમામ દરદ નાબુદ કરે છે.

રાજારાણી સાબુ—વાપરવા ખાસ ભલામણ કરવામાં આવે છે.

રાજારાણી સાબુ—ચામડીનો અસલ રંગ કાયમ રાખે છે.

રાજારાણી સાબુ—ગોટી ૩ ના બાકસનો રૂ. ૧) ટપાલ ખરચ જુદું.

રાજારાણી સાબુ—સ્વદેશી સાબુ છે.

ટી. પી. લાલની કુંપની,
બારભાઇ મોહોલા. મુંબઈ નાં૦ ૩.

તાવનો કટ્ટો શત્રુ

ડૉકટર ભગત એન્ડ કંપનિનું

# તાવ હરણ.

(રજીસ્ટર્ડ)

હરેક જાતના તાવને એકદમ ઉતારિ દાકિ આપે છે.

એક વખત અજમાવી ખાત્રી કરો.

કિંમત રૂ ૧-૦-૦

પોસ્ટેજ વી૦ પી૦ ખર્ચ જુદું.

બનાવનાર :—

ડૉકટર ભગત એન્ડ કંપનિ.

મુ૦ મીઆગામ કરજણ,

બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે.